# ललिता दुःख प्रकाश चरित्रना
# गायन.

બનાવનાર

એચ. એમ. શેઠ

છપાવિ પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર છોટાલાલ છગનલાલ.

ચોપાઈના રાગમાં.

વાંચો ગાયન આ પ્રિતે કરી, સર્વ બિના લ્યો મનમાં ધરી
કરો લગ્ન વિચારી યાર, સુખી થશો સૌ નરને નાર

અમદાવાદ

દીલ્હી દરવાજે માળીવાડાની પોળ સામે

"વિશ્વેશ્વર" પ્રેસમાં છાપ્યા.

સંવત ૧૯૪૫. સને ૧૮૮૯

કિંમત ૦—૨—૦

# લલિતા દુઃખ પ્રકાશ ચરિત્રના ગાયન.

## સ્થળ વિજય પુરીની ભાગોળ.

પાત્ર—જયકુંવર. લલિતા. સુભગા. સુબોધા.

(લલીતા પરણીને સાસરે જાય છે ત્યારે તેની મા શીખામણ દે છે)

જયકુંવર—(હમકુ છાંડ ચલે બન માધુ એ રાહ)

પુત્રી મારી તુંતો મમ શિખ ધરજે, કરજે સેવા સાસુ સસરા તણીરે;
સાસરે જઇને મોકલજે સમાચાર, ડાઇ થજે તું સાચું ગણીરે. પુ.
સ્વામી તણી આજ્ઞા શિર ધરજે, કરજે સેવા એની પ્રીત કરીરે;
તેથી જગમાં તારો જશ બહુ જામશે, એસીશ ભવોભવ સૂખે હરીરે. પુ.
તુજ વિના એની ઘડી ન ચાલે પણ, છુટકો નહીં ત્યાં મોકલ્યા વિનારે;
નાની બાળા તુંતો મારી બાપુડી, મરીશ રોઇ હું તુજ વિનારે. પુ.
જેમ પત્ર વિના ડાળ દીસે સુની, શું ? સંભારૂં પુત્રી સ્નેહ તારોરે;
સુગુણી પુત્રી મારી વા'લી તું પ્યારી કે'જે તુજ સાસુને આસિસ મારીરે. પુ.
તુજ વિણ ગમશે કેમ મુને એની, રોઇ મરીશ દીન રાત આખીરે;
સોબત દુરજનની નવ કરતી, કરજે સંગત સુગુણ દાખીરે. પુ.
કલાલહાટ જઇ પીએ અમૃતપાન, પણ તેને સૌ કહે મદ્ય પીએરે;
પીએ મદ્ય ગોવાળ ઘેર જઇને, પણ કહેશે તે દુધ પીએરે, પુ
પારસ પથ્થર ને લોહ સ્પર્સ, થાય તો કંચન તરત બનેરે;
માટે સંગત જોઇ વિચારી કરવી, કેમકે જોબન તારૂં જલકેરે. પુ.
જો કુખમાં આળોટી હોય મારા, તોતો શિખામણ માનજે મારીરે;
નહીં કર મનમાં આવે તે તું કરજે, ધરજે કાંઇક કુળ જાત તારીરે. પુ.
ઝાઝું નથી કહેતી કાંઇકું તુજને, ડાહી છે મારી તું પુત્રી પ્યારીરે;
બાળા એની તું છે તેથી કહ્યું મેં, રોશન દીસે નહીં ધારતીરે. પુ.

લલિતા— (ઉપલીરાહ.)

માત તમારી સિખ શિરે ચડાઉં, નવ કરશો મનમાં શોક જરીરે;
કરજો મુજ પિતાની માતરે સેવા, ઘડપણ પાળજો ચીત ધરીરે. મા. ટેક.
કોઇ વાતે નહી મુંજાવારે દેશો, કરજો હમેશાં શાસ્ત્ર રીતીરે;
બોલે કદી વેણ પિતા મારા કડવાં, રીસ તજીને ધરજો પ્રીતીરે. માત.
કરજો રક્ષણ તુંમ જાતનું માતુ, દેહ તમારી બહુ દુર્બળ થઇરે;

હર હમેશાં ભજન ઇશ્વરનું, કરજો જેથી ઉમર થોડી રહીરે.
મુજની ચિંતા આપ જરી નવ કરશો, કરશો નહીં કદી કલેશ જરાક
જાઓ સુખેથી ઘેર પધારો, દુરજનથી હું રહીશ ડરીરે. માત
માત પિતા તમે સીધાવો ઘર ભણી, મોકલજો મુજ સૈરો સાહણીરે.હ.
વાર ન કરશો જાજીરે માતાજી, વખત થયો હવે ઘણો જાણીરે. માત.

( તેની મા તથા બાપ અને બીજા સગાવહાલાં વળાવવા આવેલાં તે પાછાં ઘરભણી જાય છે અને તેની સઈયરો આવે છે. )

સુભગા—( તુન કુમલાજી યરવા, ઓ પીતા મોરા. એ રાહ)

તુજ વિના થઈ દુઃખિયારી, ઓસાણી સખી. તુ. એ ટેક.
વિયોગ કરે દુઃખ ભારી, ઓ સાણી સખી. તું.
ચંદ્ર ચકોર ને કેવીરે પ્રિતી, એમ તારીને મારી (૨) ઓ. તું.
જળવિના જેમ મીન ન જીવે, તુજ વિરહ દુઃખકારી. (૨) ઓ. તું.
બેગાંરમતાં'તાં બાળપણામાં, કહું સાહેલી મારી. (૨) ઓ. તું.
વૃક્ષને વેલ જેમ વિંટાણી, એમ પ્રેમ છે ભારી. (૨) ઓ. તું.
માલતી ભ્રમરને જળ કમળ જેવી, પ્રીત છે તારી. (૨) ઓ. તું.
ટોળામાંથી છુટી પડેલી મૃગલી, તે અકળાય છે ભારી. (૨)ઓ. તું.
તન જુદાં મન નહીંરે જુદા, કહું સાચું દિલ ધારી. (૨) ઓ. તું.
એવો સ્નેહ બેની છેરે આપણો, નહીં જુદાઈ જારી. (૨) ઓ. તું.
આજ આપણુ બેની જુદાંરે પડીએ, ન મુકીશ તું વિસારી (૨) ઓ. તું.

સુબોધા—( સહીયર શું દુઃખ દાખવું. એ રાહ )

બેન લલિતા મારી તૂં, સુણજે એક આજ વાત;
તોડી સંયોગ તું જાયછે, વળી તજી માત તાત. બેન. એ ટેક.
સાસરે જઇને ડાહી થજે, કરજે સસરાની સેવ;
સાસુને માતુજી સમ ગણી, ગણજે નાથને દેવ. બેન.
નણંદીના બોલ સહુ સાંખજે, કરજે કહે તે તે કાજ;
સગાં વા'લાં સાથે વઢિશ નહીં, બહુ વધારજે લાજ. બેન.
કજીઓ કંકાશ કાંઈ કરતી નહીં, રાખજે સ્નેહ સહુ સાથ;
પાડા પાડોસીની સાથ તું, કોઇ દીન ભીડીશ નહીં બાથ. બેન.
નાથને પ્રભુ તુલ્ય પાળજે, નહીં દુભાવતી કોઈ દીન;
તુજ વિના હું બેની ટળવળું, જેમ પાણી વિના મીન. બેન.
બાળપણાની છે પ્રિતડી, નથી છુટતો નેહ;
જુદાં પડીએ છીએ આપણે, તું વિસારીશ નહીં સ્નેહ. બેન.
બેની મારી હવે જાઉછું, કહ્યું તે ધરજે તું મન;

ં હમેશા પાઠવજે, તનનું કરજે જતન. બેન.

પરો આંખો લુછતી લુછતી પોતાના ઘરભણી વિદાય થાયછે.)

**સ્થળ નંદપુરા.**

**લલિતાનું સાસરૂ.**

**પાત્ર—લલિતા. જમનાબાઈ કલેશા નદી.**

**લલિતા**—(મૈનાવતી માતા. નીર ભર્યાંરે થારા નેણુમાં. એ રાહ.)

હો સાસૂ મારાં, તુમ ચરણે શીશ નામુંછુ. એ ટેક.
પડી આજથી સરણે તમારા, મુકી માને બાપ;
નાની નણંદને પગે લાગુછુ, તજુછું સર્વ સંતાપરે. હો સાસુ.
દાશી આપની દીન રાતની, થઈછુ બાઈ તમારી,
હુકમ કરો જે આપ મુજને, ઉઠાવાછુ તૈયારીરે. હો સાસુ.
અણુ સમજુ હું બાળક નાનુ, અઘટીત મુજથી બોલાય;
દીલમાં તેની રીસ ન કરશો, તુમ આગે અંતર ખોલાયરે. હો સાસુ.
નથી આંહી કોઇ બીજુ મારે, તમ વિના ઓ બાઇ;
મારે આસરો એક તમારો, નહીં બીજી કોઈ સગાઇરે. હો સાસુ.
દુઃખ વખતમાં સંભાળ લેનાર, સાસુ છો ચતુર સૂજાન;
આખી દુનિઆમાં એ ધારો, વહુ રાખે સાસુનું માનરે. હો સાસુ.
રંક રાયની દીકરીની પણુ, જાણો એવી રીત;
હોય નહીં કાંઇ ફેર ફાર તેમાં, હોયતો કે'વાય અઘટીતરે. હો સાસુ.
ગરીબમાં ગરીબ છે દીકરી, બીજી ગરીબ છે ગાય;
તે બન્નેને ઇચ્છે ત્યાંતો, દોરીને લઇ જાયરે. હો સાસુ.
ભૂપ સમાન પિતા હોય તેનો, રંક તેનો હોય કંથ;
પણુ તે શોભે સાસરીઆમાં, વળી હોય બાળકે વૃદ્ધરે. હો સાસુ.
સસરાની સુખીતો સારી, પીયરની પાલખી ખરાબ;
એમ માનુંછું પ્યારા સાસુજી, હસ્તી શોભે દરબારરને. હો સાસુ.

**જમનાબાઈ**—(નથી પદમણી જેના ઘર વિશે, ધીઃકાર તે જનને. એ રાહ)

વાત તારી વહુજી મારી, આજ ઘરૂ દીલ ધારી. એ ટેક.
સારાં મા બાપની પુત્રી તુંતો, ડાહી લાગે છે ખરી,
તુજ જેવી વહુ મળજો સર્વને, નહી અવગુણુ તુજમાં છે જરી. વાત.
ઘર સરવે આ તારૂં જાણી, રહેજે સુખેથી અહીં;
નથી દુઃખ અહીં કોઇ વાતનું, સુખે ખાઓ પીઓ અહીં રહી. વાત
ચાકર નફર છે તુજ પ્રતાપે, નહીં કામ કોઈ વહુજી આપે;

સુખે રહો પિયુ સંગમાં, ભોગવો ભોગ વિલાસરે.

**કલેશાનંદી**—વાહ ! વાહ !! માડી, તેંતો બહુ શારૂ કીધું, એ ટેક
આજ કાલની આવેલી, છકેલી છીનાળ જેવી;
બોળવે છે તેતો કેવી, જોને જોને તે દેખાય છે શીધું. વાહ.
ડાહ્યા ડાહ્યા બોલે બોલ, રાખે નહીં તારો તોલ;
આંખ માડી તુંતો ખોલ, નહીંતો પસ્તાવાનું માથેજ લીધું. વાહ.

**જમનાબાઈ**—બહુ સારૂ બેશ બેની,

**કલેશાનંદી**—...................અમેતો એવાંજ છેની;
તારેતો છે ખપ એની, તેથી ગમે નહીં અમારૂં કીધું. વાહ.
મારે શું છે લેવા દેવા.

**જમનાબાઈ**—...................પડયા છે તારા જહેવા;

**કલેશાનંદી**—મારે શી છે ગરજ કે'વા, જ. ત્યારે શું કારણ કલે. એમાં અમે શું કીધું. વાહ.

(કલેશાનંદી રીશાઇ જતી રહે છે. જમનાબાઇ લલીતાને તે વિશે સમજાવે છે.)

**સ્થળ શયનગૃહ.**

**પાત્ર—લલિતા અને નંદલાલ.**

( નંદલાલ ઓઢીને સુતો છે તેને જોઈ લલિતા કહે છે. )

**લલિતા**—( મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી એ રાહ. )

શું સુતા છો સ્વામી નાથ, જાગોને પ્યારા;
તમે છો મુજ પ્રાણાધાર, ચક્ષુના તારા.
હું આવી ઉછરંગે, આજ આપની પાસ;
નહીં કરો તમે ઓ નાથ, મુનેરે નિરાશ.
છું પતિ રતિ હું, રંભા નાર તમારી;
જાગોને પ્રિય તમ, મમ અરજ સ્વિકારી.
છો શિર છત્ર મુજ, હૈયા હાર છો આપ;
સુખ શાંતી આપો, દુર કરી પરિતાપ.
પ્રિતમ વિન પ્યારી, કયાંય કદી નવ ઠરશે;
શું ઓઢી સુતા નાથ, આવી પાસ હોય.
તજી મસ્કરી બેઠા થાઓ, તમે ઓ નાથ;
ઘરે આવું કરવું, શું ! આ દાશી સાથ.

( એમ કહી શરીરને ઢંઢોળે છે. પણ નહી જાગવાથી )

તમને દેખાને, પ્રફુલિત ચિત થયું મારૂં;

આ બાગ ખીલ્યો છે, ઉઠો શહેલને સારૂ.
શંભુ પરમાણે, આપને થાપું મનમાં;
નવ કરૂં બીજાની આશ, કોઇ દિન તનમાં.
/માની શિવ પરમાણે શેવ, કરૂં હું પ્યારા;
કદી નવ રહો સ્વામી તુમે, ચક્ષુથી ન્યારા.
તુમ વિના ઘડી એક, લાગશે યુગ સમાન;
ઓઢયું ખેંચી લઉં, આણવા ભાન.

(લલિતા તેનું શરીર પરનું ઓઢયું ખેંચી લેછે તેથી તે બે બાકળો બ્હીને.)

**નંદલાલ**—ચાલ ચાલ રાંડ તું શીદને સતાવે છે  ટેક.
શીદને સતાવે, તુંતો શીદને સતાવે છે.  ચાલ.
અડપલાં કરી મને, ઉંઘવા તું દેતી નથી;
ક્યાંથી આવી, કોને મોકલી, કેને તું મનાવે છે.  ચાલ.
મારી માતે બોલાવું છું, કે તું અહીંથી જાય છે;
ભુત છું. કે ચોરછું. કેમ તું ડરાવે છે.  ચાલ.

( એમ કહી પાછો સુઇ જાય છે તે જોઇ લલિતા કહેછે. )

**લલિતા**—( સખી આવેલો કારતગ માસ, હીમાળોરે આવીઓ. એ રાહ.
અરેરે પ્રભુ તેં દુઃખ તણી, શામા રાખી નહીં;
વેરી થયો ઓ દીનાનાથ, અજ્ઞાની કંથ દહી.
નહીં સમજે કાંઇ લવલેશ, પ્રિત રિત જાણે નહીં;
જાણે દીસે અરાયું ઢોર. બુદ્ધિ તેમાં કાંઈ નહીં.
મુખે કાળો મુરખ સીરદાર, વિધ્યાહીન વાંદરો:
દીસે રોગી દરદ્રી અઢંગ,-આંખે પાગુ માંજરો.
મા'લતો હોય સાંઢ જેમ મોજ, સેજમાં એમ લોટતો,
કહું કાંઇ ને સમજે કાંઇ, એછે મોટી ખોડય તો.
જો હોત અક્કલ એમાં કાંઈ, તો હુંરે શુ ધારતી;
છે ત્રાંબાનું નાણું તેહ, શુધરે કેમ એ પતિ.
હું દુઃખ દરીઆમાં ડુબી, પ્રભુજી આજરે,
મારૂ તરફડીઆં હું બહુ. કીનારા કાજરે.
સુખ રૂપી થયો સુર્ય અંધ, કીયા પંથે પરવરૂ;
વંદુ તુને ઓ દીનાનાથ, હવે હુંરે શું કરૂં.
મુજ દુઃખી તણા બેલી આપ, સુધારોને મુજ પતિ;
કરી વંદુ ઉપચ જોડી હાથ, અરજ કરૂં આપ પ્રતિ.
( એમ શોચ કરી નિંદ્રાને આધીન થાય છે. )

## સ્થળ લલિતાનું શયનગૃહ.

## પાત્ર—લલિતા અને મોદકાનંદ.

( એમ કેટલા દીવસ દુઃખમાં વ્યતિત કરે છે એટલામાં પોતાના પીયરથી બ્રાહ્મણ તેડવા આવે છે તેને નીચે પરમાણે કહેછે.)

**લલિતા—** (ગિતી)

વિપ્ર વીરાતું આવ્યો, મમ તેડું કરવાને આજ આંહી.
ઠીક દયા દિલ જાણી, હવે આંહી બહુ થઇતી હું કાહી.
શિખ સાસુ સસરાની, માગીને આવું છું તુજ સાથે;
છે માત પીતા ખુશીમાં. કે કોઇ વિઘ્ન આવી પડ્યું માથે.

**મોદકાનંદ—** ( ઉપલી રાહ. )

સઘળા સુખ શાંતીમાં, દુઃખ નથી કાંઇ કોઇને લવલેશ;
ફીકર કાંઇ ન કરશો, આવ્યો તેડવા સેજથી આ દેશ.

( લલિતા મોદકાનંદને પોતાને અણ સમજુ સાથે લગ્ન કરાવવાથી દુઃખ ખમવુ પડે છે તેથી ઠપકો દે છે)

**લલિતા—**(અરર અંબિકા માત માહરી એ રાહ. )

અરર વિપ્ર, આ શુરે કીધું, કીયા જન્મ તણું, વેર તો લીધું.
વિચાર નહીં કર્યો, આ શુંરે કરૂં, અયોગ્ય કર્મ હું કેમ આચરૂં.
ભણેલ ને ગણેલ, બુદ્ધિશાળી છે, વળી ચતુરને, ડાહી શાણીછે.
એમ તમે બધુ, જાણતા હતા, કેમ બધુ ભુલી, ખાધા શુ ખતા.
મતી નથી કંઈ, મુડમાં જરી, સમજતો નથી, કાંઇએ વળી.
પછાડ્યુ પાંણ સાથ, રત્નરે તમે; તેહની વેદના, બહુ મને દમે.
બ્રહ્મ જાતતો, લાલચૂ ખરી, કેવત કાળની, નક્કી આંહી ઠરી.
બહુ ફરે કદી, મિષ્ટાન જો મળે, તરત દોડી ત્યાં, લાડુ ને મળે;
ગણે ન ફરતે, કાંઇએ વખત, મળે લાડુ કરે, દડમજલ સખત.
કરે પાઇના કાજ, નુકશાન લક્ષનું, પાપ નવી ગણે. કદી હોય પક્ષનું.
જાજો વિપ્ર તાહરૂ. સત્યાનાશરે; કુપમાં નાંખીને, કીધિ નિરાશરે.
બળતી બોલ હું, બોલું છું અરે, નથીજ વાંક તુજ, મૂજ કર્મનો ખરે.

( એમ કહી બ્રાહ્મણ તથા લલિતા પોતાની સાસુ સસરાની રજા લેવા જાય છે. )

## સ્થળ લલિતાનું સાસરૂં.

## પાત્ર—લલિતા, જમનાંબાઇ, કલેશાનંદી.

**લલિતા—**( પીયુને નજાવનાર, વેરી અલંકાર. ) એ રાહ.

અરર સાસુજી તમે, આ શુંરે કીધું ?
પર પૂત્રીને તમેરે, દુઃખ બહુ દીધું.
છે તમારો પુત્ર પ્યારો, અજ્ઞાનીને જડ;

નહી કાંઇ સમજે એતો, દીસે છે ભુવડ.
ફસાવી તમોએ નાંખી, દુઃખ પાસમાં;
એમાંથી છુટું થવાની, જરી આશના.
હાથ પગ બાંધી મુને, નાખી દવમાં;
અગ્નીથી બળુંછું, નહી ઉગરૂં આ ભવમાં.
સાંતી રૂપી જળ કેરી, આશરે નથી;
જાણું મમ મુખથી, શું ? બતાવું કથી.
આતો કીધું તો કીધું પણ, હવે ના કરશો;
એવી મારી વિનતી, આ રૂદયે ધરશો.
માફ કરશો સાબુ સાસુ, વદિ અઘટિત વચન;
હું જાઉંછું પિયર મારા, સુખે રહો તમે તન.

કલેશાનંદી—જોને બોલે છકેલી કેવા બોલ, રાખે ન લાજ લગાર. જોને.
આ ઘર છાડી, બીજું ઘર માંડી, વધારશે પોતાનો તોલ. જોને.
ગમતો નથી આ માટી, કરવો ધારે બીજો માટી;
તેથી બોલે ફાટી ફાટી, શરમતો દીધી દાટી.
નાતરે જવાના ચાળા, બરે તેથી એ ઉચાળા;

લલિતા—સુણી ઉડે મુને જાળા,
કલેશાનંદી—...........જાણીએછી છો રૂપાળા,
લલિતા—શાને કરો વઢવાડ;
કલેશાનંદી—...........લાવજે જા તારી ધાડ,
જમનાબાઇ—નકામી શી પાડે રાડ, કજીઆને દે રમા.,ી
કલેશાનંદી—તુંછું એની તાબેદાર, મારે નથી દરકાર.
લલિતા—એની કરો નહીં ખાર, હુંછું આપનિ ખિજમતગાર;
કલેશાનંદી—હવે જાણ્યું જાણ્યું (૩), ડાહાપણ ને ડોળ. જોને.

જમનાબાઇ— (ગીતી.)

જાઓ જીવ અકળાવો, થોડા દીવસ પીયરીએ રહી આવો;
લલિતા—કરજો માફ સાસુજી, બોલ્યું ચાલ્યું કદી ન મન લાવો.
( એમ કહી લલિતા પોતાને પીયર ભણી જાય છે. )

સ્થળ વિજયપુરી.

લલિતાની ખાનગી મેડી.

પાત્ર—લલિતા સુભગા અને સુબોધા.

( લલિતા સાસરેથી આવી જાણી તેની સહીયરો મળવા આવે છે અને તેને શોકાતુર જોઇ પુછેછે. )

સુભગા—(કામ છે દુષ્ટ વિકારી, અહા સીવ કામ છે દુષ્ટ વિકારી. એરાહ)
કેમ દીસે છે ઉદાશ, બેની મારી કેમ દીસે છે ઉદાશ. એ ટેક.
શું દુઃખ પડયું તુને સાસરીઆમાં, કહે તે તું મારી પાશ. બેની.

શું ? માત પિતાએ દુભવી તને બેની, કોને કરીરે નિરાશ. બેની
હોય જે ચિંતા તે સત્વર કહે મુજને, સુણવા તે રાખું છું આશ. બે.

**લલિતા—** ( જનુની જીવોરે ગોપીચંદની એ રાહ. )

સુણ સખીરે મારી બેનડી, મારા કર્મ તણી વાતજી;
વેરી વિધાતા વસમી થઇ, થયાં વળી માત તાતજી;
શું રે કહું કર્મની કાંણી હું. એ ટેક.
દુઃખ દરીઆમાં ડુબાવીયું, ઝાઝા મારું આ વારજી;
કાંઠે લાવનાર નહીં સારો મળ્યો, ક્યાંથી ઉતરે તે પારજી. શું રે.
કામ અમલ બહુ મુજ પર કરે, નહીં જુલમ સહેવાયજી;
છોડાવનાર છે શંકડો, આ દુઃખ કોને કહેવાયજી. શું રે.
આંખ મીચી નાંખી કુપમાં, હડસેલી આ વારજી.
ઊંડો છે ગજ નવાણું તે. કેમ કરી નિકળાય બા'રજી. શું રે.
જોબન રૂપી આ બાગમાં. ભમર કરે છે ગુંજારજી;
ભાન ભુલાવે શરીરનું. નહીં શુદ્ધ બુદ્ધ રહે દારજી. શું રે.
રણમાં ચંબેલી છોડ રોપીઓ; નહીં કોઇ રખવાળજી;
ક્ષણ ક્ષણમાં તે સુકાય છે, રાખ્યા વિના સંભાળજી. શું રે.
એ દુઃખ મુજને મોટું સખી, કોના આગળ કહેવાયજી;
હવેરે મુએછે છુટકો, બેની જીવે શું થાયજી. શું રે.
રતન પથર સાથ પછાડીયું, કહો કેમ રહે એક બંધજી;
ભાગીને ભૂકો થાય તે, કાંતો પડે તે અંધજી. શું રે.
એમ મળ્યું મુજને જોડલું, દુઃખ સહન કેમ થાયજી;
કહો તે મરે કરું હું સખી, વેઠ દુઃખ નહીં સે'વાયજી. શું રે.

**સુબોધા / સુભગા**—( ગઇ માતુ મારી, જવું તેની પાસે. એ રાહ. )

શાને વિલાપ કરે તું ઓ બેની, માથે પડયું તે દુઃખ તું સે'ની
શાને. એ ટેક.
કર્મમાં લખીઆ લેખ મીટે નહીં, કોડ ઉપાય કરે ન વળે કંઇ. શા.
માટે ધીરજ ધરતુ ઓ બેની, સમાવી સઘળાં દુઃખ તું રે'ની. શા.
કાલ પતિ તારો થાશેરે મોટો, પછિ તુને નહીં રહે સુખનોરે ટોટો. શા.
ચિંતા આમ કરેથીરે બેની; સુખ શું ? મળશે તું મને કે'ની. શા.
આથી દુઃખી થઇશ તુ રે વધારે. અંગ સોસાશે દુરીશ શા આધારે. શા.
માટે બેની મારી શીખ તું ધરને, સુખ ગૃહી નહીં શોક તુ કરને શા.

( શીખામણ દઇ તેની બે સખીઓ જાય છે અને લલિતા તેના મા બાપને મળવા જાય છે. )

### સ્થળ લલિતાના બાપનું ઘર.

પાત્ર—લલિતા, જયકુંવર, સુબોધા, સુભગા અને કસ્તુરચંદ.

**લલિતા**—( જોડી તમે નવ જોઈ માડી (૨) એ રાહ. )

માત મારી દયા ન દિલ આણી, (૨);
ઝપલાવી તે ભર દરિઆમાં, ઉંડાંરે પાણી.
કાગ કોટે હીરામાળ બાંધી, (૨);
ખુશી થયા એ જોઇને સર્વે, નિજ સ્વાર્થ સાંધી.
ઉંટને બકરૂં વળગાડી, (૨);
દુઃખી કરી મૂજને તમે સરવે, ઓ વા'લી માડી.
લાકડે માકડું કરી દીધું, (૨);
જોયું નહીં પાછું વળી સર્વે, કે આ શુ ! અમે કીધું.
કુવામાં નાંખી આંખો મીચી, (૨);
કોણ કાડનાર મળે તેમાંથી, દોરડાને સીંચી.
નાથ માથે અણુસમજુ નાંખ્યો, (૨);
આજ સુધી નણુદી સાસુનો, કડુ બોલ સાંખ્યો.
અરજ ધર તું પૃથ્વી માતા, (૨);
સંકટથી આ શરીર અરપુ, કરતું સૂખ સાતા.
માત શું કહું તુંને જાજુ, (૨);
જરા વિચાર કર્યો નહીં તેથી, હું દુઃખથી દાજુ.
હવે મારે આપઘાત કરવી, (૨);
આ દુઃખ દાવાનળથી નિસરી, વૈતરણી તરવી.

( લલિતા પોતાના બાપ પ્રતે કહે છે. )

**લલિતા**—( શૃંગારમાં ડુબાવીતી તમેજ મુને એ રાહ. )

અરર તાતજી તમે, આ શું રે કીધું.
અજ્ઞાનની સાથ દઇ, દુઃખ બહુ દીધું.
વિચાર કર્યો ન કાંઇ, દિલનીરે માંહી;
ઉડ જુડ કરી મુને, જંપી દરિઆ માંહી.
સાસુ નણુંદ બેઉ, મેણાંતો બોલે;
સઘળો ધંધો કરાવે, ઘરનો અતોલે.
વા'લાને શીખાવી મુને, માર મરાવે;
જો કાંઇ બોલુંતો મુને, તેઓ ડરાવે.
નિશાળે નહીં જવા દે એ, રમતો રમાડે;
નાદાન છોરાની સાથે, એને ભમાડે.
બાપનું ન માને કાંઇ, મેતો શું કરે;
સવારનો સાંજ સુધી, રખડતો ફરે.
નથી કાંઇ સુજતું ને, કરવો શો ઉપાય;

આ સંસાર માંહી મુને. કેમરે રેહેવાય.
જીવવું નથ.રે મુને, લાગતું વા'લું;
હવે મોત કેરો માર્ગ, જલદી હું જાણું.

કસ્તુરચંદ્ર— (પ્રિય મીત્ર મારા શું રે કરવું. એ રાહે.)
સુણ પુત્રી તું વાત અમારી, શોક તજીને સુખ ગૃહ વિચારી;
એમાં દોષ ન કોઇને દઇએ, માથે પડયું તે દુ:ખ એની શહીએ.
નહીં વાંક કાંડો મા બાપનો, કાઢીએ વાંક કર્મ આપનો.
લખ્યા વિધિએ કરમમાં લેખ, મીટે નહીં ઉપાય અનેક.

જયકુંવર— (ઉપલી રાહ)
માતા આપે જગતમાં જન્મ, નવી આપે તે કાંઇ કર્મ;
માટે દોશ મને નહીં દેતું, કહે એમાં કરું એની હું શું.

કસતુરચંદ્ર— (ઉપલી રાહ)
દુ:ખ દેખી દિલે નવ ડરવું, હામ રાખી હૈયામાંરે ફરવું;
દુ:ખના દિન આવે બે ચાર, તે શેવા હૈયું રાખી હાર.
પુરશે આશ તારી જુગદિશ, કર શમરણ તું અ'રનિશ.

જયકુંવર— (ઉપલી રાહ)
કોઇના દીન સરખા ન જાય, સુખ દુ:ખની પડે માથે છાંય.
પ્રભુની ગતિ છે એની ન્યારી. નહીં શકે કોઈ વિસ્તારી;
જે ઇચ્છે તે શકે કરી, એમાં ફેર પડે નહીં જરી.
માટે ગભરા નહી બેની મારી, શહાય કરશે તને મોરારી.

લલિતા— (જુઓ જુઓ નિપ્રે બીડી હામ. એ રાહ)
બસ આવી રહી હવે અનહદ, જીવવું નથી મુને વા'લુંરે એ ટેક.
નથી સંસારનો મુને કાંઇ મદ. જીવવું.
નથી સુખની મુને કાંઇ આશ. જીવવુ.
કરશું હું મારા દેહનો નાસ. જીવવુ.
મળ્યો અણ સમજુ મુને નાથ, જીવવું.
ક્યાં સુધી બેસી રહુ ધરી હાથ, જીવવું.
હવે અવર નથી ઉપાય. જીવવું.
જીવી કરવુ હવે શું આંય, જીવવું.
કર શરણ પ્રભુ આ વાર, જીવવું.
મરશું હું પેટ ખાઇ કટાર, જીવવું.

(એમ કહી કટાર ખાઇ મરણને વશ થાય થાય છે આ જોઇ તેના મા બાપ ઘણો પશ્ચાતાપ, વિલાપ સાથે કરે છે, એવા ખબર સાંભળી લલિતાની સખીઓ આવેછે અને ઘણો વિલાપ કરેછે)

સુભગા— (ગીરધારીરે વાત કહુંછું વિચારી. એ રાહ.)
ઓ બેનીરે ક્યાં ગઇ મુને મુકી, તુજ વિયોગથી થઇશ દુ:ખી;
ઉઠીનેરે એકવાર બોલ તું આજ, આવી હું મળવા કાજ.
ગુલ—મારી બેની તું કેમ રીસાણી, શ્યો વાંક તે મનમાં આણી,

સૈફે કર દયા દિલ આણી, હવે નહી બોલું રે, તુજ સાથે મા-
રી સ્યાણી મારી બેનીતું.
જવાણી ફકેરે, તુજ વિના બેની સંગે, કેમ નહી લઇ ગઇ તુજ સંગે;
શુ સ્નેહરે તારો હું સંભારૂ, તુજ ગુણ હું કેમ વિસારૂ.
સુભ—કેમ દયા ન આવી બેનીની, શું પ્રીત વિશારી તે કેની ?
મરે પ્રભુ હવે મોત દેની, આવી શાણીરે ગઇ પણી મે ગુમા-
વી. હાય! જડીયું શીશ નમાવી.

(સુભગા વિલાપ કરી છકવા જાય છે, એવામાં સુબોધા લ-
લિતાને મળવા આવે છે. લલિતાને પડેલી જોઇ સુબોધા, સુભ-
ગાને તેનુ કારણ પુછેછે અને સુભગા મરણની વાત કરે છે. આ
સાંભળી સુબોધા મુરછિત થઇ જમીન ઉપર પડે છે. તેને સુભગા
સાવધ કરે છે સાવધ થાય છે એટલે બને સહીયરો નીચે મુજબ
હીતોપદેશ સરવને દેછે)

સુભગા } (બેડો બાઇ બુડતો તારોરે અબે આઈ પાર ઉતારોરે
સુબોધા } એ રાહ.)
સુણો સજ્જન અરજી હમારીરે, કહીએ અમે આજ વિસ્તારીરે. એ.
આવુ સમજીને પુત્રી આપી તો, થયા કેવા તેના હાલ;
કરશો ન કોઇ કામ તે આવાં. કરે તેના હાલા હાલ. શુણો
સારા સદ્‌ગ્રહસ્થની આબરૂ તો વળી, આગ રોળાઇ જાય;
મરવું પડે વિખ ખાઇને તેહને, નષ્ટને કાંઇ ન થાય. શુણો.
માટે વિચાર કરી સારી પેઠે, કરજો પુત્રીના લગન;
એવી રીતે કરવાથી કેઇ દીન, આવશે નહીરે વિઘન. શુણો
પૈશાનો લોભ મુકી કોરાણે, પરથમ જુઓ જમાઇ;
પછી જુઓ નાત જાતને પૈસો, તોતો સુખી થશો ભાઇ. શુણો.
પૈશામાં તમે મુકો પુળો, જાતમાં મુકો આગ;
નાંખો નજર તમે જમાઈ ઉપર, જુઓ ગુણ તેના આધ. શુણો.
કેવો ડાહ્યો શાણો ચતુર નર, દિસે વિદ્યામાં કેમ;
એટલા ગુણ તપાશીને કરશોતો, રહેશો કુશળ ક્ષેમ. શુણો.
તો તો પુત્રી સુખી થાશે તમારી, નહી દુખી થાશે કોઈ વાત;
અરજ આટલી ધરશો જો મનમાં, તો સુખી થશો સાક્ષાત. શુણો.
એક કરતાં કરો સ્વંવર વારો, તો પુત્રીને સુખ [illegible];
પોકાર કરતી નહી આવે કોઇ દીન, વળી [illegible]. શુ.
કહે હરી કરજોડી તમને, કરજો ભુલ ચુક [illegible]
હોય કાંઇ દોષ આ નાટકમાં, વાંચજો સુધારી સાર. શુણો.
( સર્વે નિરાશ થઇ શૌ શૌના ઠેકાણે જાય છે.)

સમાપ્ત.